# ગિરનાર પદ વિધિ

## અર્પણ પત્રિકા

૨૪૨૦

—o⊂○o○o⊂○o—

**મુરબ્બી રાજ્યમાન રાજેશ્રી**

**અમરજી આંણદજી કચ્છી**

**'નો પવિત્ર શેવામાં**

નિરન્તર રાજ્ય કારોબારમાં મચ્યા રહ્યા છતાં અવકાશ મેળવી
ધર્મ ને શાસ્ત્રો સંબંધી પુસ્તક વાંચી તથા વંચાવી શ્રવણ
કરવાનો આપ જે શોક રાખોછો અને તે પ્રસંગમાં
આપનો અમપર જે ભાવ છે ને સદાકાળ
કાયમ રેહેવાની યાદગીરી બદલ
આ લઘુ પુસ્તક આપની
સેવામાં નમ્રતા ને
સાથ અર્પણ
કરીએ
છીએ.

વિનંતિ
આજ્ઞાંકીત
કર્તાઓ.

# પ્રસ્તાવના.

यावत्स्पस्थामिदंदेहं, यावन्मृत्युश्चदूरत:

तावदात्महितंकुर्यास्, प्राणान्तेकिंकरिष्यति.॥१॥

**ભાવાર્થ**—જ્યાં સુધી આ દેહ સ્થીરછે, જ્યાં સુધી મૃત્યુ દુરછે ત્યાં સુધી આત્માનું કલ્યાંણ કર! મરણ પ્રાપ્ત થએ શુ કરી શકીસ?

धर्मार्थकाममोक्षाणां, यस्यैकोपिनविद्यते

अजागलस्तनस्यव, तस्यजन्मनिरर्थकम॥२॥

**ભાવાર્થ**—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચાર માંનું એક પણ જેણે મેળવ્યું નથી તેનો જન્મ બકરીના ગળા ઉપર રેહેલ આંચળ જેવો નિરથક છે.

चलालक्ष्मीश्चलाप्राणा, श्चलेजीवीनमांदिरे

चलाचलेवसंसारे, धर्मएकोहिनिश्चल:॥३॥

**ભાવાર્થ**—આ સંસારમાં લક્ષ્મી કહેતાં સંપતી, પ્રાણ, આયુષ્ય અને ઘર આદી સર્વે ક્ષણીક છે; માત્ર ધર્મ એકજ નીશ્ચળ અને અવિનાશીછે માટે ધનાદીએ કરીને ધર્મનોજ સંગ્રહ કરવો.

ઉપરના શ્લોકનો અર્થ મનને સમઝાવતાં તે પ્રશ્ન કરેછે કે "સંસારમાં મનુષ્ય દેહ શા માટે ધરવો પડેછે." આ પ્રશ્ન ગુહ્ય હોવાથી યથાસ્થિત ઉત્તર આપવા જો કે અમારી જોઇએ તેવી શક્તિ નથી, તોપણ એક મહાન સાહાગરમાંથી અંજલી ભરી પાણી લેતાં તે જરાપણ ન્યુનતાને પામતું નથી પણ લેનાર પોતાની આશાને પોંહોંચેછે તેવી રીતે એ પ્રશ્નનો નિર્ણયરૂપી પોથીમાંથી થોડી એક હકીકત અમારી શકતી પ્રમાણે આ જગાયે જણાવવા જરૂર ધારીએ છઇએ કે.

પંચ મહા ભુતનું પુતળું જે મનુષ્ય દેહ તેને આ સંશારમાં સર્વોત્કૃષ્ટ ગણ્યુંછે તેનું કારણ એમ જણાયછે કે આ દેહે કરીને પ્રાણીને પરબ્રહ્મ પરમાનંદ સ્વરૂપને ઓળખી ભૂભાર થતો બધ થવાની શક્તિછે અને ચતુષ્પદાદિ અન્ય પ્રાણીઓ તે શક્તિ રહિતછે.

"કાળ તેવી કરણી અને સંગત તેવી બુદ્ધિ" આ બાબતપર અક્ષરે અક્ષર વીચાર કરતાં ભાવાર્થ સર્વે સજનોના મનમાં આવી ગયો હશે અને તે પ્રમાણે થવાનું મન સાથે નિશ્ચય પણ કરયું હશે. પણ જો ધર્માયુદ્ધ કરમાં લઇને સદાચરણ ને નિતીથી દ્રઢ આત્મક અને પ્રમાણીક પણે કોઇ પુરૂષ વર્તતો હોય તો પછી કાળ પણ શું કરવાનો? અને સંગત પણ શું કરવાની? અલબત ઝાડનું મૂળ ઊંડુ ગયા વિના તે ટકતું નથી એટલે ફલાવતો કયાંથીજ પામે? તેવી રીતે

મનરૂપી તુરંગી ઘોડો પ્રથમથીજ જ્યાં સુધી મર્યાદામાં રહો નથી ત્યાં સુધી અનેક તરેહના વિકાર રૂપી ખડકોમાં અથડાઇ કાયર થઇ આખરે ઉપરની કેહેવતને ભોગ થયા વીના રહે નહી. પણ ઉપરનો રસ્તો બરોબર ગ્રહણ કર્યા હોય નિવિકારપણે ઇશ્વર ઓળખવાનાં સાધનો એટલે શાસ્ત્ર પુરાણાદિમાં ગવાએલો મહિમા જાણ્યો હોય, દાન, દયા અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખી હોય તો ખાતરીછે કે ઉપર કહેલા વાક્યની અસર આવા પુરૂષ ઉપર થવામાં જે ઢીલ હોય તે કવચીતજ. ત્યારે આ રસ્તો ગ્રહણ કરવામાં કોણ વિઘ્ન કરે છે ! ઉત્તરમાં એટલુજછે કે એક તો નિંદા અને બીજું આળસ રૂપી માહારિપુ એટલે પ્રથમારંભે કાંતો નીંદા સાંભળવાથી યાતો આળસની છાંયામાં આવી જવાથી તે ભુલી જવાય છે. જે અનેક ઉપાયથી પુનઃસંપાદન કરવો મુશ્કેલ થઇ પડેછે.

હાલના સમયમાં સંસારીક હિંદુ ગ્રહસ્થો જેઓ ઇશ્વર અને તેની બનાવેલી કુદરતને જાણવા ઇચ્છતા હોય તેને એ વાત સરલછે કેમકે વિદ્યાવૃદ્ધિ થવાથી કઠણ પુસ્તકો પણ સેહેલાઇથી વાંચી શકાય એવી સ્તુત્ય શોધ વિદ્વાનોએ બજાવીછે જેનુ હમેશાં અધ્યયન કરતાં ઉપરની ઇચ્છા નિઃસંસય પુર્ણ થશે, પણ નિદાંત્રે ભોગ થવાશે નહીં અર્થાત આત્મસંતતિનો આ એક ખરેખરો માર્ગછે પણ તે બતા-

વનારનીજ પુરી અગત્ય. જે કંઇજ નહીં પણ સતસંગરૂપી પુસ્તક હમેશાં સવારને વખતે જાગ્રત થતાંજ નવાં નવાં હેન્ડબીલો નજરે જોઇએ છીએ તેનું મુળ આ પુસ્તકો નહીં તો બીજું શું ?

જેઓનું મન એકાગ્રતા પામ્યું નથી તેઓને યાત્રાદી દેહ સાધનો કરવાનાછે પણ ખરૂં જોતાં યાત્રાએ જવાની જે રૂઢી ધરમની બાબતમાં નિકટતા ધરાવેછે તોજ એટલી પણ મુસાફરી આર્યવતનીઓ કરી શકેછે અને તેમાં વલી અજાએબી જેવું એ છે કે કદાચ આ બાબત ધરમ સાથે જોડાઇ ન ગઇ હોત તો આજે જેટલે દરજે સ્રીઓ તેમાં ભાગ લઇ શકેછે તે વખત જોવાને પણ તક ન આવત વિશયાંતર તજવાથી વધારે વીવેચન આપવા આ મારી અભિલાસા વિચારોના ટોળેટોલાં પેદા કરેછે પરંતુ પુસ્તકનુ કદ ઘણું નાનું હોવાને લીધે આગલ વધવું બંધ રાખી પ્રસ્તુત વિશય ઉપર આવીએ છઇએ,

ધરમ અને શાસ્ર સંબંધી કેટલીક ચરચા થઇ ગઇછે પણ આ "ગિરનાર" જેવા પવિત્ર સ્થલનું વિવેચન થયું જોવામાં આવતું નથી. એક પુસ્તક ગિરનાર મહાત્મ નામનું છે જેમાં આ બાબતનો જુજ સમાવેસછે એટલે જાતે ફરી જે હકીકત મલી તે આમા દાખલ કરીછે તે એવા હેતુથી કે જાહેરમાં મુકેથી લોક મત તે તરફ કેવોછે તે યથાયથા

જાણી મોટા સ્કેલમાં એક પુસ્તક બાહાર પાડવું.

આ પુસ્તકને "ગિરનાર ભોમીયો" એવું નામ આપવાને કંઇપણ હરકત નથી પણ સ્પેશીયલ વિશય અને એકસો વીસ કડીમાં થએલું તેનું વરણન આ નામ ધરાવી શકતું નથી એટલા સારૂ "ગિરનાર પટ વિશી" રાખવામાં આવ્યુંછે સજજનો આ અમારૂં પેહેલુજ યત્નછે ઉદર પુર્ણાર્થે નિર્માણ થએલો વખત પુરો કર્યા પછી આજ કામમાં તેને લગાડયોછે એટલે તે સબબથી તેમજ કાવ્ય કળા જેવી ગુહ્ય કળાવો થોડા વખતના અનુભવથી અપુર્ણતા દેખાડનારી ખામીઓ વાંચતાં નજરે આવેથી ક્ષમા કરતાં સુધારવા સુચના આપશો તેઓ સાહેબના પુર્ણ આભાર થઇશું.

આ સ્થળોનું અવલોકન કરવામાં તેમજ બુક તૈયાર કરવાના ઉતેજનમાં અમારા મીતરોનો ઉપકાર માનવનો અમો આ તક ચુકતા નથી.

વિનતી

જુનાગઢ, તારીખ ૫-૧-૮૫

કર્તા.

# श्री अंबाजीनी स्तुती

જે જે માત મહા પ્રતાપ તુજનો અંબાવ માહેશ્વરી
સ્પર્જે એક સદાય માય ઉરમાં, રાખો તમો સંકરી
જે જે જે જગમાત આપ જગમાં, વાપ્યાંજ વીધાતરી
શ્રી અંબા ગીરીનાર સીખર વસે, ચર્ણે નમું માતરી ૧
કૃપાળી જય માત કાળી જય તું, દેવીજ વીશ્વંભરી
ત્રીપુસૂંદરિ માત એ સમભરી, અંબાવ વાઘંબરી
દેવ્યાદી સઘળી સમાજ પડતી, ઝાંખી એવી સુંદરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે, ચર્ણે નમું માતરી. ૨
તું આ વીશ્વ કર્તાઅખીલ હરતા, ભર્તા વળી જગની
સાચી સૂખ મણા સર્વાધર ઘણા, દાતાજછે ભક્તની
ઇદ્રાદી સઘળા જપેજ અઘળી, માળો નિત્યે તાહરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે, ચર્ણે નમું માતરી ૩
શૂળાદી કરમાંય ધારી હરતી, નીરંતરે માતશ્રે
જાને પરિતાપ આપ સઘળો, ભેટે ઘણા સેવકો
ચોરાસી લખ દેવતા ચરણને, સેવેજ વાઘેશ્વરી
શ્રી અબા ગિરિનાર સીખર વસે, ચર્ણ નમું માતરી ૪
જે જે દુષ્ટ હતાજ દાનવનતા, રેતા જરા ધૈર્યથી
દેવી કો નવ દેસ માંય તજતા, ગાજી રહ્યા વૈર્યથી
સંહાર્યા ન ઉગારિયાજ બધને, સાંન્તી સદાની કરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે, ચર્ણે નમુ માતરી ૫

મૈષાસૂર વળી ભસ્મા જગવસી, રીસેજ રંજાડતા
સંતાપી જન પાપ તાપ કરિને, સીસો મુની પાડતા
તેને દાટ દઈજ ચોટ હણીયા, ક્રોધે ઘડી ચાપરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે, ચણ નમું માતરી ૬
જે જે જે મુજ આઇ માહલક્ષમી, કાલીજ કાલીંગણી
છો તું આદ સક્તી સદા સમરથી, રાજા અચી તુંબાણી
માતાજી હરીતાપ આપ સુરનો, કાધો સુખી ઇશ્વરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે ચર્ણે નમું માતરી ૭
દેવો તંનથિ તૂજ આશ્ર ગ્રહિને, પામ્યા પરા ભોમને
દેસો બાધ મથ્યાજ ત્રાહિ ભાણતા, તારા સ્તવે જોમને
હાથે રાજ રખાવીયું સ્વરગનું, તેં તો કરૂણા કરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે, ચણ નમુ માતરી ૮
હે ! અંબે ભવતારણી તરણ તે, ભૂભાર ટાલ્યો ઘણો
નીજાશ્રી સુખ માટ મેનત કરી, વીસ્તારસું તે તણો
હું છું મુઢ મતીજ ગુઢ ગતિને, કેમે કરૂં વીસતરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે, ચણ નમુ માતરી ૯
પાપી બાળ તણાંજ ટાળ વિઘનો, રાજી રાખી સદા
આશા છે વિશ્વાસથી ન કરજે, નીરાસ જોજે કદા
અરજ આ કરૂણા સ્વીકાર કરતું, માતા અખીલેશ્વરી
શ્રી અંબા ગિરિનાર સીખર વસે ચણ નમું માતરી ૧૦

# गिरनार षट् विषि

( હરી તારા નામની લે મને રાગી. )

ચાલો સંતો ગિરનાર યાત્રાએ જઇએ
જઇએ ભાવેને ભવદુખ ટળીએ ચાલો. ટેક
તેત્રીસ કોટી દેવતાઓનો જયાં વાસ વખાણ શું કરીએ
અઠાશીસહસ્ત્ર ઋષી જયાં તપતાં દરસન કઇ ત્યાં લઇએ ચાલો.
પ્રથમ જતાં નગરીની પુરવમાં, હાટકનાથ નીરખીએ
ગોધ્રા વાવ આવે પછી ભાગોળ, નામ વાઘેશ્વરી કહીએ. ચાલો
ચાલતાં રસ્તે કરમ પચાશે, વાટતો જમણેરી લઇએ
મંદિર માત વાઘેશ્વરી આવે, ત્યાંથી ગોટી માત જઇએ ચાલો
પશ્ચાત વળતાં પાજ આવે રૂડી, તેપર ચાલતા થઇએ,
બને બાજુએ આવેલ બે ગિરી, સાથ ભુજા તુલ્ય લઇએ. ચાલો
અશોક ચંદ્ર ગુપ્તના જીરણ, લેખ આનંદે નીરખીએ,
દ્રવેશ્વર રાય મુચકુંદને નમી, દામોદર તીર જઇએ. ચાલો
પ્રથમ કરી સ્નાન રેવતી કુંડમાં, દામોદરજીમાં નાંહિ,
બેઠક દામોદર રાય દરસન, કરી કૃતારથ થાએ ચાલો.
રાજ રાજેશ્વર ડામેને જમણે, જાગ ફેરાળીની કહીએ,
બેઠા આસનપર નીરખી નમીકરી, આગળ ચાલતા થઇએ ચાલો
કંકર ખુંદતાં ખાખ ચોક આવી, ભ્રમેશ્વર નમી વધીએ,
જરારસા બોરીઆની છાંડી વાટ, કુંભેશ્વર થઇ જઇએ. ચાલો

એઃ દખે આમ્રવૃક્ષનાં ઝુંડ જે, આપે આનંદ ખુશ થાએ,
પાધરી વાટે પળતાં ભવેસર, શંભુ ભેળા થાએ ચાલો.

## રાગ આશાવરી.

ઉઠોને સંતો અળસને ત્યાગી, જાગીને સાવધ થઈરે
સ્નાન કરી મુરઘો કુંડમાં પછી, પુજન કોડથા કરીએરે ઉઠો—ટેક
પ્રથમ પરીક્રમાં કેરૂ આ સ્થાનક, તૈયારી તે માટ કરીએરે,
કૃપીયું પ્રગટી સાથ લઇને, ઇશાન કોણમાં પળીએરે ઉઠો.
પ્રથમ ઘોડી ઉતર્યા પછી આપણે, સીધી સપાટીમાં પડીએરે,
ઉગમણી દિશ મઢી એક આવે, નામે ઝીણાબાવા કહીએરે.ઉઠો
ડાબી જમણી વહે છે બે ગંગા, નામ રામ બાણે ઓળખીએરે
દત્તાત્રયની પાદુકા તણાં, કોડેથી દરશન કરીએરે ઉઠો
આજુ બાજુ ફરી દીન ગાળીને, રાત વાસો અહિંજ રહીએરે,
ઉષાકાળમાં આળશ પરહરી, ઝટ દઇ ચાલતા થઇએરે ઉઠો.

## રાગ ઝુલણા છંદ

વીધવિધ જાતનાં વૃક્ષ નિહાળતા,
ઉતરી ઘોડીને હેઠ જઇએ.
શોભતાં સાડીથી સર્વ અંગ ભોમકા,
લોભથી થોભતા જોઇ રહીએ.
પાર પાંમે નહીં પુર્ણ ફર્યાં વિના,
એક ઘટી માંહે શું જોઇ શકીએ.

માટ મુકને માયા મહાવીર સહુ,
ચાલો આ સ્થાનમાં વાસ કરીએ. ૧
પક્ષી ગુંજારથી ગરજતું સ્થાન બહુ,
ભાંન ભુલાવે શું વાત કરીએ,
વૃક્ષની ઘટ ઝાડીની એકાંતમાં,
શાંન્તી વીન અન્ય નવ આંખ જોએ.
જોએ ત્યાં જિરણ ડેરી હનુમાંનની,
નામ ચરખડીયાથી ઓળખીએ.
માટ મુકીને માયા મહાવીર સહુ,
ચાલો આ સ્થાનમાં વાશ કરીએ. ૨
નીરખીએ નાજુક ઝુંપડી પર્ણની,
ઉભી વડવૃક્ષની છાંય તળીએ
એકલી વય ભગવાનની ભક્તીમાં,
કાઢીયાં આંહી રહીને ગુરૂએ,
બાગની માંહે સંતો જઇને સહુ,
ચાલો પ્રથમારંભે ચર્ણ નમીએ
માટ મુકીને માયા માહાવીર સહુ,
ચાલો આ શ્થાનમાં વાસ કરીએ. ૩
નમીં હનુમાનને માત સમરી કરી,
સંતો આ આશ્રમ છોડી જઇએ,
આવેછે સાંકડી ગલી બની ઝાડીની,

તેમાં પ્રવેશીને બહાર જઇએ
મહીષીને ઘેન ત્યાં સામટી દાખતાં,
ઠાંમ હોશે કોઇ સીદ્ધ કરીએ,
માટ મુકીને માયા મહાવીર સહુ,
ચાલો આ સ્થાનમાં વાસ કરીએ.

## મહીદીપ છંદ

સંતો સહુ તમેરે, શાણા સંત સહુ તમે,
આવ્યા છોડીને હનું; સુરજ કુંડે તમે; ટેક
પોહોચીયા છઇએ, આપણે અતી શ્રમે,
થાકીયા ન ચાલે પાય, દેખી ઠામને,
ધરીને સંત હામ ચાલો, જોમથી તમે. આવ્યા.
દેવળ શિખર દુરથી દેખતાં વારને,
પાશે જઇ નિહાળતાં પોહોળા પાટને,
મન પ્રસન્ન થાય ઘણું જાય નહીં કયે. આવ્યાં.
કુંડમાંહે શ્નાંન કરી, દો અર્ગ અર્કને,
બીરાજે શંભુનાથ ભાગ મધ્ય મંદિરને,
પાટ નાથ પુજન કરે, કષ્ટ સહુ ટળે. આવ્યાં
આસપાસ ફરી હરી, દીવસ ગાળીને,
ખાનપાન ખાંત કરી, થાક ટાળીને,
સંત છોડી શ્થાન ચાલો, મુઠી વાળીને. આયવ

## હોરી

સંતો સૂરજ કુંડ છોડી જઇએ,
જઇને બોરદેવી માતને મળીએ. ટેક
નૈઋત્યે નાજુક વૃક્ષને વેલડી,
આદી લતા જોતા જઇએ,
આવે છે સુંદર સ્થાન એક સનમુખ,
માલ વેલા નામ દઇએ. સંતો
જાણે કર્યો હોય વાસ બગીચે,
ભાનથી એમ ભુલાએ,
સંતો નથી વાટિકા છે કુદરતી,
બોટી શંકા રહ્યા ધરીએ. સંતો
આંબુ જાંબુ અઢળક જોતા,
લાલચ માંહિ ફસાયે,
લોભનો થોભ કરો હવે પુરણ,
ચાલો છેટા બહુ વશીએ સંતો
ચીત ચોરાયે રંગનાને દેખી,
જેમ જેમ ઉચ્ચેગ ચડીએ.
એમ કરતા પોચીઆ અંતે
અનસુયા માત ટેકરીએ સંતો
સુવર્ણ સમ ચળકાતો આ ગીરિ,
આદોથી અંત લગીએ,

દીનકર શું જાણે વાદ કરે છે,
નીશ્ચેજ દેખતાં કહીએ સંતો
હેઠ નીચે ઉતરતાં છે ડાબો,
સ્થાન સા નામે ઓળખીએ,
નળનું પાણી જે ઠામ ઠરાવ્યું(તું)
સીધ સેવા દાસજિએ સંતો
સંતો સદાબરા ચાલતા અંહિથી,
સાકરી આંબલી જઈએ,
વિશ્રામ લઇને વાટે ચાલ્યા પછી,
બારદેવી મુકામ કરીએ. સંતો
વૃક્ષને તળીએ છોટે મંદરીએ,
માત બીરાજયાં નિરખીએ,
ગૌર સરૂપને અનુપમ માતને,
ચર્ણને જઈ સંત નમીએ સંતો
આએ જગા છે બહુજ પુરાણી,
હીરાદાસ માલક કહુ એ,
સ્થળ પવીત્ર સુપાત્ર સધુ વળી,
ઘરસમ સુખડાંજ લઇએ. સંતો

—oɔo—

## નાથ કેસો ગજકો બંધ છુડાયો એ રાગ

ઉઠોસંતો માતનેછેવટે નમીએ,નમીએ નેહેને નાથને મળીએ ટેક
ચાલતાં ત્યાંથી ઉતર પશ્ચિમ, નેસ મામદને આવીએ,
અનુક્રમે ત્રણ ઘોડી ઉતરીને, આમખુને જઇ મળીયો ઉઠો.
ઉતરે ચાલતાં પીર એક આવે, અસાયખા નામે ઓળખીએ;
વાંકળો ત્યાંથી વટીને જાતાં, ભવનાથમાં જઇ ઠરીએ ઉઠો.
એતો પરીક્રમા માંહુના ભાગની, કીધી અપુરણ કહીએ,
પુરણ કરવા કાજ હે સંતો, ચાલો ગીરિનાર ચડીએ ઉઠો.

## આશાવરી

ઊઠોને સંત હજિ કામ અધુરૂં, હામ હઇયામાં ધરીએરે,
માતને સમરી ગિરનાર ચડીએ, પુર્ણ પરીક્રમા કરીએરે ટેક
નાથને બ્રહ્મચારીનિ જગો છાંડી, નાગાની નજદીક જઇએરે,
ગોમતીહાસે થાપેલ હનુંનાં, દરસન લઇ આગે વધીએરે ઉઠો
ડીગંબરી સેતાંબરી સાથે. ધર્મશાળા ત્રીજિ લઇએરે,
નરસીંગ નામનું સ્મરણ કરીને, ભાગોળની માંહે ઘરીએરે, ઉઠો
જાતાં ડાબેહાથ જયાં જોઇએ ત્યાં, તપસી બેડાછે આસનીએરે,
પાસ જળાશય, વાટીકા વક્ષનું, કુંઝ દેખી ખુશ થઇએરે ઉઠો
રૂષિજન જેવા તપસીજિ પાસે, બેશી હરી કથા કરીએરે,
પશ્ચાત પાંમી આગના તેની, સમરી માતને ચડીએરે ઉઠો

પીર જગા પાંચ પાંડવ ડેરી, છોડી જયાં ઉપર જઈએરે,
પ્રથમ વિસામે પરબએક આવે,છોડીયા નામે ઓળખીએરે ઉડો
આવતા જાતા યાત્રાળુ કેરાં, દરસન લેતા વધીએરે,
વાલુ વિસામો રાયણને તજિ, જટાશંકર જઈ ઠરીએ ઉડો
સ્વાસને ધમતા સ્વેદથી ગળતા, સીટકારા ભરતા ચડીએરે
ઘોળી ડેરીનાં દરસન થાતાં, પવનમાં ઉડી જઈએરે ઉડો
છોડીયાંથી અંહીયાં લગી આવતાં, થાકી ગયા બહુ છઈએરે,
લઈ વિશ્રાંતીને તાજા થયા પછી, ઉપર ચાલતા થઈએરે ઉડો
કાળી ડેરી લાગે કાળની ઘોડે, જગ ચઢતાં જો ન લઈએ
ધુપ ગ્રીષ્મની હુક કડાવે, માંડ પરબ ભેગા થઈએરે ઊડો.
માળી પરબનો સાધુ સુપાતર, જગનનાથદાસજી કહીએરે,
ખાન પાનાદી આદર ભાવથી, ઘર સુખ છેક વીસરીએરે ઉડો.
એવી રીતે પોહોચ્યા અર્ધથી ઉપર, હવે તે હીમત ધરીએરે,
ચાલોસંતો નથી વાટતો વસમી, ગીરનારી છાંયામાં છઈએરે ઉડો
ત્રાણુસેંક સીડી ચઢતાં આવે છે, પથર નામ હાથી કહીએરે,
લાંબી સીડી વટી કુંડ ઘોળે થઈ, કાવડ કરમદી જઈએરે. ઉડો
ડોળીથી ઉતરી ટપા બે ચઢતાં, ખબુતરી ભેગા થઈએરે,
સોક પગથીએ આવે સુવાવડી, હીમતના હરફો વદીએરે. ઉડો
ધીરજ રાખો ભાઈ હો પોહોચ્યા, છઈએ હવે પોહોચ્યા છઈએરે,
ગિરનારી ધજા ધારીકી જેહો, જેહો વંદતા ચઢીએરે ઉડો.

પશ્ચાત પંચેશ્વર ટપકેશ્વર, જમણા આવે જ્યાં જઇએરે,
નારાયણદાસ નામ છે સંતનું, નારાયણ રૂપ નમીએરે. ઉઠો
સાથે રાખી સંત ચઢતાંજ પર્વત, ગુફાનાં નાંસી નીરખીએરે,
જળ ટપકે તેથી ટપકેશ્વર, દરસન કોડથી કરીએરે, ઉઠો
પાછા વળી પંચેશ્વરને નમી, કેડીનો રસ્તોજ લઇએરે,
સોક પગથીયાં ચઢીયા પછી પગ, કોટના દ્વારમાં દઇએરે. ઉઠો

## રાગ બારમાશી

આવ્યા હવે સંત કોટની માંહે પેલી ટુકેજ કહેવાએરે ટેક
જાતાંજ ડાબેરો આવેછે દરબાર, નેમનાથ સ્વામીનો કહીએરે
શ્વેતંબરી પ્રભુ શીવ શ્રાવકના, કરતા જેજેકાર જઇએરે. આવ્યા
સનમુખ ડીગંબરીને વસ્તુપાળ, તેજપાળ મંદીર જોઇએરે,
રાણકદેવીને રાવખેંગારના, મેહેલ જોતા નીચે જઇએરે. આવ્યા
જાતાં જમણે હાથ ગલીમાં, કુંડતે ભીમનો કહીએરે,
પાદમારી પાતાળ જેણે ફાડ્યું, તેમાં જઇ સ્નાન કરીએરે. આવ્યા
ત્યાંથી ચાલતાં પાછા ગલીમાં, સામી અટારીમાં ગડકીએરે,
કરમ પચીશે આગળ આવે, પગલું જેને દત્ત કહીએરે. આવ્યા
તેની પડોશમાં ચશમો સુંદર, લઇ ચરણામૃત જઇએરે,
ભૈરવ જપ પાદુકાની વચ્ચે થઇ, સીધે રસ્તે જઇ મળીએરે. આવ્યા
એક શહસ્ત્ર સીડી ઉતરી કે, આવે કેડી સામી લઇએરે,

સીતામઢી જાનકીજીની આવે,દરસન લઇ પાછા વળીએરે.આવ્યા
પશ્ચાત બસેં સાઠ ઉતરતાં, જઇ સેસાવન મળીએરે,
આમ્ર વૃક્ષની કુંઝ લતા તળે, બેસીને વિશ્રામ લઇએરે.આવ્ય
ચાલોને સંતો મેલો માયા હવે, બહુ વારથીજ રખડીએરે,
શીઘે સ્થાનક સહુ જોઇ કરીને,એક આસન ગોતી રહીએરેઆવ્યા
ભાઇ નથી હવે સીડીનો રસ્તો પાધરી વાટેજ વળીએરે,
હનુમાન ધારે ચર્ણે નમીને ભર્તવન જોતાજ જઇએરે.આવ્યા
સેસાવનથી સીડી ચઢીને, પથર ચટી આવીએરે
મહાન આચાર્યજી ચર્ણે નમીને,તેનો આશીરવાદ લઇએરે.આવ્યા

## હોરી

સંતો ચાલો આગળ વધીએ, વધીને અંબાવ જઇએ.
અમૃત સરખાં જળ પાંન કરીને, પાધરી વાટેજ વળીએ.
ઊભય પાદુકાનાં દરસન કરતા, જીર્ણાશ્રમપર જઇએ સંતો
ઊંમરા વૃક્ષની છાંયા તળે સંતો, બેઠક ગુરૂની નીરખીએ,
દંડવત કરી પાય લાગ્યા પછી, માંહે ગુફામાં જઇએ સંતો
જાતાંજ સામા સંતદાસમંતજી. બેઠા ભણુંકે આસનીએ.
સંતો ગુરૂ આ જગાનાછે એ હવે, પાય તેને જઇ પડીએ સંતો
મહારાજ સેવાદાસજી આવે, યાદ ઘાણા કેમ કરાએ,
સંતો નીહાળી છબી રૂપાળી, શાન્તી હૃદયને કરીએ સંતો.
ઊભય જગા આ પરવત માંહે, સહુથી પવીત્રજ ગણીએ,

પુર્વના ઋષ્યાશ્રમ કેરાં સુખડાં, કળીયુગમાં અંહી લઇએ સંતો
ચસમે ચસમે ચાલી ડુંગરવટી, પગથીની વાટેજ પળીએ,
પશ્ચીમ તરફની કુદરત જોતાં, જઇ ગૌમુખને મળીએ સંતો
ગૌમુખમાંથી ખળખળ કરતા, જળને ગંગાજળ કહીએ,
અડસઠ તીરથ મહીમા કરતાં, આ સ્થળ અધીકું ગણીએ. સંતો
સ્નાન કરી શુધ્ધ વસ્ત્ર ધારીને, ચંદન ચોખું તે ઘસીએ.
બ્રમેશ્વર આદિ શંકર કેરૂં, મનક્રમે પુજન કરીએ સંતો.
અંબાવ પુજન કરવાને સંતો, જળના લોટા ભરી લઇએ,
ચંદન, ગંધ, ધુપ પુષ્પાદીક લઇ, ગીરનારી સ્મરતા ચડીએ સંતો
વશામી સિડી ચઢી ફાટતે વાંસે, સાચે કાકે જયારે જઇએ;
હોમ કરી શ્વાસ જોમને લાવી, માત મંદિરમાં જઇએ સંતો
સંતો જુવો કેવું સુંદર મંદર, રમાણીક વાત શું કરીએ,
પુણ્યની વાત કે નામ ધર્યા પછી, આજે ચણમાત વશીએ સંતો
મંદીરમાં જતાં સીડી છે વચમાં, સાચવી સંત ઉતરીએ,
સનમુખ બેઠાં અંબાવ તેનાં, કરતા દરસન પાસ જઇએ. સંતો
યથાવિધી કરી પુજન માતનું, શ્રીફળ જોડ વધરીએ,
અંબર આદીક વશ્તુ ચઢાવી, આક્ષા લલાટમાં લઇએ સંતો
શેષ લઇ માગી આગના માતશી, મંદીર બાહાર નીકળીએ,
યાતરા પુરણ કરવાને કાજે જમણેરે રસ્તેજ પળીએ સંતો.

## રામગ્રી

ચાલોને સંતો દત્તાતરી, ગુરૂજીને નીરખીએ
નિરખે નાશે પાતકો, ડગે ડગે જે કરીએ    ટેક.
પાધરી કેડીને પરહરી, પગથીયાં હાથ કરીએ,
ત્રણ ચાર ટપા ચડી કરી, જઈ ગોરખ નમીએ ચાલો
ત્રીજી ચડા પાછી ઊતરી, ડાબી ચોથી રાખીએ
ઠેઠ નીચે જઈ ડાબેરે, રસતે ઊંચેરા ચડીએ. ચાલો
છાતી સમાં ચઢો પગથીયાં, પાંચમી ટુક કહીએ
દત્તાત્રયનાં દરસને, કુળ એકોતેર તરીએ. ચાલો
પાય પડી ગુરૂજી તણે, લઇ આજ્ઞા ઉતરીએ,
સીધા સ્થળ કમંડળે, જઇ વીસરામ લઇએ. ચાલો.
સ્નાન કરી સેવા તણી, સઘળી સામગરી કરીએ,
સંજ્યાગર જગા ધારીને, લઇ આગળ વધીએ ચાલો.

## લાવણી

જાગને છોડી નીચે ગયા પછી, ડાબેરો ડુંગર ચડીએ,
પંચમીની શાખાએ ચડીને, ખરા ડુંગરમાં જઇ પડીએ,
ડાબેને ડાબે ચાલતા જાતાં, દ્રક્ષ તણા વન વિચરીએ
સંતો જુવો રચનારની લીલા, અકલથી નવ લહી શકીએ
વનફળ ખાતા પથ્થર ટપતા, ટુંક છડી નીચે ઠરીએ
સાચવી સાચવી સંતો ચઢીએ, ઘડીએતો શીખર જઇએ

રેણુકા માતને ચરણે નમીને, પાધરા પાછા ઉતરીએ,
સંતો જુવો રચનારની લીલા, અકલથી નવ લહી શકીએ
પગે લસરકતા, બસરકતાને, ઘસરકતાં નીચે નમીયે,
કરમદાં ખાતાં, કપીપેર કુદતા, ખુંદતા સાતમી ટુક જઇએ
પાષાણ પર આંબુને વળેલા નીરખીને વિસ્મય થઇએ
શંતો જુવો રચનારની લીલા, અકલથી નવ લહી શકીએ
જુઓ જુઓ કીરતારની કેવી, અદભુત શકતી આ સમયે
નીરખી નીરખી જોઇએ તોપણ, પાર ન તેનો લઇ શકીએ
વન વાંટિકા વિશે ન જોતા, તે આ ગિરિમા નીરખીએ.
સંતો જુવો રચનારની લીલા, અકલથી નવ લહીશકીએ
વળી કુદરતની ન્યારી ખુબી એક, આ સમયે નજરે જોયે
પેટે ચાલેલા પીપળની, વાત અલૌકીકતો વદીએ,
મધુ કરતાં વધુ સ્વાદીષ્ટ પેપડો, વાત વધારી શું કહીએ,
સંતો જુવો રચનારની લીંલા, અકલથી નવ લહીશકીએ
તોડતાં જાતાં ખાતા રમતાં, થોડો ચઢા ચડતા જઇએ
સ્વાસને ધમતા સ્વેદથી ગળતા, છેક ભેરવ પાસે જઇએ
કાળકા માતની કહાવે જે ચોકી જઇને ત્યાંતો સ્થીર થઇયે
સંતો જુવો રચનારની લીલા, અકલથી નવ લહીશકીએ
પહાડ બખોલમાં વાસ વસયાં છે, નીરખીને દરસન કરીયે
કમંડળના શુધ જળેથી, પુજન પ્રીતેથી કરીએ,

ધુપ દીપ આદી અરપીને, માગી રજા ત્યાંથી વધીએ
સંતો જુવો રચનારની લીલા,અકલથી નવ લહીશકીએ
ડાબી બગલને રસતેરે ચાલતા, ઘોંકડું આવે જ્યાં ઘરીયે,
પેટે ચાલી માત સમરતા, જઇ ભોમીયા ભેળા થઇએ
બહાર આવીને સનમુખ જોતાં, શીખર માતની નીરખીયે
સંતો જુવો રચનારની લીલા,અકલથી નવ લહીશકીએ
સંતો રાખજો હીમત હઇએ, છેવટમાં પોહોચ્યા છઇએ,
કરમદાં કાંટા ઘાટા ખુંદી, સાચવી શીખર પર ચડીએ,
જય જયના પોકાર કરંતા, ચાલો માતને જઇ મળીએ.
સંતો જુવો રચનારની લીલા,અકલથી નવ લહીશકીએ
શીખર ઓથે સાચવી સાચવી, ડાબા મરડીને જઇએ,
દક્ષીણમાં મુખ રહ્યુ ગુફાનું, સાન્તીથી તેમાં ઘરીએ,
પેસતાં માંહે કરતાં ઘસાણી, જમણાં માતને નીરખીએ.
સંતો જુવો રચનારની લીલા,અકલથી નવલહીશકીએ
બહુભાગે મુખઆવ્યું આથમણું,પીઠ પુરવ દિશામાંકહીયે
મંદર છતર સઘળું પથર, એ વીન બીજું નવ જોએ
એવા અણઘડ રૂપને સરવે, પરથમતો પાએ નમીએ,
સંતો જુવો રચનારની લીલા,અકલથી નવ લહીશકીએ
હીંગળુ ફુલેલ આક્ષા લગાવી, ઓઢણી માતાને ધરીએ
યથા વિધી પુજન કીધા પછી, જોડ શ્રીફળની વધરીએ

પ્રસાદ લઇ કરી આજ્ઞા સંતો, માગી રજા પાછા ફરીએ
સંતો જુવો રચનારની લીલા, અકલથી નવ લહી શકીએ

## હોરી

કહો સંત કેમના જઇએ ચહોતો રતન બાગ જઇએ ટેક
ભેરવ આવી વાટ ડાબી લઇ, નીચે ઉતરતા થઇએ,
થર વૃક્ષની કુદરત જોતાં, સુવરણ શીખર જઇએ. કહો
પુર્વાશ્રમે પાષાણ નહીં પણ સુવર્ણ શીલ્લાજ કહીએ
માહાજન શ્રાપથી કળીયુગ માંહે, એ રૂપ માંહે નીરખીએ કહો
સંતો નકી માનો વાત છે મળતી, સીધ સપાટેથી કરીએ,
જાતી કઠણ નવ તોડતાં તુટે, વાજતાં રણકાટ શુણીએ. કહો
જાણે ઘડેલી શીલા પડી છે, શંકા ધરી નવ શકીએ,
જાતી પથ્થરની એવી નવદીઠી, માટે તે સાચુંજ કહીએ. કહો
અદભુતછે ગતી પરમાનંદની, શાસ્ત્રાં વખાણજ કરીએ,
પાર નપામ્યા મોટા મુનીવરતો આપણી ગણના શીકરીએ. કહો
ખનીજ આદી ફુલ ફળાદી. સ્વાદતા નીચે ઉતરીએ,
ઉંડો ઝરેરો છેક ઉતરતાં, શેર બાગે પગ ધરીએ. કહો.
શી રચના સંત આનંદ એલી, જીભ્યાથી વરણી ન શકીએ,
લીલાં લતા નીહાળી આંબુની, જાંબુની જોડ ન જોએ કહો.
સુંદર ફળ આંબુનું સ્વાદંતાં, અમૃત તુલ્ય ના કરીએ,
સંતો ફર્યાં ઘણા દેશ વિદેશે, સ્વાદ આ કયાં ન જોએ કહો.

આનંદની લેહેર નાંખે લાલચમાં,જાણે જે અંહીયાજ રહીએ
ભોમીયો ભુલ્યા જાણીને વદતો,આગે અધીક મોજ લઈએ. કહો
ઉઠોને સંતો ઉઠાવી મુકામને, ગીરનારી સમરતા પળીએ,
ડુંગર ઓથે ચાલતાં ચાલતાં રતન બાગમાં જઇએ. કહો.
પરથમનાને ભુલીયા આ જોઇ, ખુબી ન્યારી જેની કહીએ,
એકાંત સ્થળ વસતા હશે દેવતા, જોતાંજ નીશ્ચય કરીએ કહો
અઘોર વિદ્યા સંતો સાધેછે, અંહી રહી એમ સાંભળીએ,
સેજ હશે નવ દેખીએ તેનું, કારણ કળીયુગ કહીએ કહો.
રસકુપ વાવડી આ ઊપવનમાં, છે એમ શાસ્ત્રથી લહીએ,
સંતો ખરૂ પણ કળીયુગના જીવ, માટે અંદેશો નકરીએ.કહો
સતો ઉઠો તજી માયા મહાવનની, થોડે ઘણુંજ ધરાએ,
દીનકર દોડ કરેછે વધુકી, વેલી વળામાણ કરીએ કહો.

## પદ ધનાશ્રી

સાંઝ થતા વેલા વેલા વળીએ, સંતો વેલા વળીએ ટેક.
વાટીકાને વટી ઉપર ચઢતાં, પાંડુ ગુફા જઇએ,
જળપાન કરીને આગળ ચાલતાં, કમંડળે ઠરીએ સાંઝ.
સ્નાન કરી સંત શ્રમન સાડી, પેટ પુજન કરીએ,
ખાન પાન કરી સરવસ લઇને, કોટ ભાગી જઇએ. સાંઝ
દતાત્રય ગુરૂ ઓઘડ છાંડી, અંબાવને મળીએ,
ઉતરી સીડી ખાંડે દેવળ થઇ, સાત પુડે જઇએ. સાંઝ.

કુદરત જોઈ જળપાન કરીને, વિશ્રામ ત્યાં લઈએ,
પાછલી વાટે પાછા વિચરતાં, ડુંગર ઉતરીએ. સાંઝ.
ડાબેજ ચાલતાં આવે ગુફા એક, ગોરજીની કહીએ,
ગડક બારીમાંથી ગડકીને જાતાં, દેખી જતી નમીએ સાંઝ.
જીત કુશળજી નામ જતીનું, અતી શાણા કહીએ,
શાસ્ત્ર શોધક વિદ્યા વિલાશીને, નમી પાછા વળીએ. સાંઝ.
ચાલતાં ચાલતાં સીધા ઉતરમાં આશ્રમ એક જોએ,
શીતળદાસજી માહાત્મા કેરી સંત ગુફા કહીએ સાંઝ.
હનુમાન સ્વરૂપ હાલ વસે ત્યાં, સંત દાતા કહીએ,
"હાથ પોલો તો જગ બધ ગોલો" એ વાત અંહી જોએ સાંઝ
ઉતરી કેડી ગઉ સુખ તજીને, ઉમડ રાજલ જઈએ,
ત્યાંથી પલાયન કરી બારી તજી, કોટ માંહે જઈએ. સાંઝ.

## હરી તારા નામની લે મોય લાગી

સંતો કીધી પુર્ણ પરીક્રમા કહીએ,
કહીએ માત કૃપા ખરે ખરીએ સંતો ટેક
ગિરનારી માતની માગી રજા સંત હવે તે હેઠાજ જઈએ,
પુર્ણ પરીક્રમા કીધી ને વળી, યાત્રા ભયો ભયો કહીએ સંતો
દુર્ઘટ કામ મહા યાત્રા કેરૂં, પ્રભુ ઈચ્છા તો પાર કરીએ,
પુર્ણ કરયું પ્રીતે આપણે સંતો, હવે વિખુટા પડીએ સંતો.
ગાય શીખે શ્રવે ગાયો આ મહિમા, યાત્રાનું ફળ તેને કહીએ

જન્મ મરણના રેંટની ભ્રમણા, સહેજે ટળી મુક્ત થઇએ સંતો
અલ્પમતી નથી શકતી આ દાસની, પ્રથમ પ્રયત્નજ કરીએ
ભુલ્ચ ચુક ક્ષમાવજો સજન, શોધવા સુચના કરીએ સંતો.
બંધુ જનો કરી નમન હવે અમે, કાવ્ય સમાપતી કરીએ,
પ્રેરણા વાંચવા પ્રીતે કરો પ્રભુ, છેવટ વિનતી કરીએ સંતો.



કૈલાસવાસી ત્રવાડી ધરમે રચેલી શ્રી અંબાજીની હમચી આજ દિવસ સુધી પ્રગટ થએલ નહીં, તે આ વિશય ને લગતી હોવાથી તેમના અનુજ ભાઇ વેણીશંકરે દાખલ કરવા કહેથી તેમની યાદગિરી બદલ આ જગોએ સુધારી પ્રસિદ્ધ કરીએ છઇએ.

## અંબાજીની હમચી

ગવરી નંદન વદન કરીએ મા,
ચંદન લેપથી રંજન ધરીએ મા,
દોશ નિકદન થઇને ફરીયે મા,

ફરીએ દોશનિકંદન જગમાં, પગ જઇ જો પડીએ, અંબા.
સારા સારા ગ્રંથો રચીએ, બચીએ ઘડીએ ઘડીએ અંબા.

ઘડી ઘડી ઉઠી આવે વાણી મા,
ગુણ ગાયા નિજ ભ્રાતના જાણી મા.
શાંણી મતિ આપે ગુણ ખાણી મા,

ગુણ ખાણોની ગાંઉ કિરતી, કરૂં છંદારંભ, અંબા.
અંદર મંદર સુંદર દીસે, શોભા રૂપનો થંભ, અંબા.

થંભે ખ્યાલ ન આવે કેને મા.
કાળ ન ખાયે કદાપી તેને મા.
ઘોર કઠોર ગણે નહીં એને મા,

ભય મુકીને રહે મુનીવર, દરદર પ્રત્યે જઈને અંબા.
જર જર દેહે ધ્યાંન લગાવે. તનમન ચીતે દઈને અંબા

દઈને ચીત અંબાને ચરણે મા,
વાઘને વશ કર્યા છે હરણે મા,
મોર ભુંજગ ભમે એક ઘરણે મા,

મોર ભુંજંગ ભમે એક ઘરણે, માજીનો પ્રતાપ અંબા.
તીરથ એક રૂપાળું દીસે, નહાતાં જાએ પાપ અંબા.

પાપ નહાતાં ટળે ગૌમુખી મા,
જન્મ જનમનો હોય મર દુઃખી મા,
જળ પીધે થાયે સહુ સુખી મા,

સુખીયો થઈને સરવે લેખે, દેખે સ્વર્ગ સમાંન અંબા.
નીત નીત્યે નોતમ રચના દેખી, ભુલી જાએ ભાંન અંબા

ભાન ભુલે રેવતાચળ નીરખી મા,
વૃક્ષ ઘટાછે જોયા સરખી મા,
જળચર, સ્થળચર, રહે ત્યાં હરખી મા,

હરખીત થઈને રહે જનાવર, વેર વિરહ દરસાવી અંબા
વારી પીએ એકજ આરે, આરે આવી આવી અંબા

આવી પીએ જળ સરવે પ્રાણી મા,
બ્રહ્માનંદ રહે સુખ માની મા,
ચાર પદારથ સાર લે જાણી મા,

જાણે ચાર પદારથ જયારે, મોહ વીકટ દળ નાશે અંબા
સચિત સચીદાનંદાનંદે, પરઘટ સ્વઘટ પ્રકાશે અંબા.

પ્રકાશીત થાય પતંગથી બમણો મા,
પાંથી તે ચંદરમા જમણો મા,
કામનો કંઠ ઉચ્છેદન શામણો મા,

જમણો થઇ સઘળુ સુખ આપે, કાપે કરોધની પાશ અંબા.
કીરણ કરીને તીમર નસાવે, મમતા થાએ નાશ અબા.

નાશ કરી દે મમતા જયારે મા,
અન્તર દ્રષ્ટી ખુલી જાય ત્યારે મા,
સગુણ અગુણ ગુણ લાધે ત્યારે મા,

લાધે સગુણ અગુણ ગુણમાના, મણી માણક આકાર, અંબા
ક્ષાન્તી. શાન્તી ક્રાન્તી, વાધે ભ્રાન્તીનો શોભાર અંબા.

ભાર અઢાર વનસ્પતી શોભે મા,
જોવા મુની જનનાં મન લોભેમા.
સન્યા કામ તણી પણ શોભે મા.

શોભે સન્યા કામ તણી જોઇ મંદીરનો આકાર અંબા
રથ રચનાએ ગોખ બીરાજ ઉતર સનમુખ બાર અંબા

બાર બીજુ છે પશ્ચિમ પાસે મા,
વાસ દતાત્રીનો તેની વાસેમાં.
જેની જયોતથી ભય દુખ નાશેમા,

દુ:ખ નાશે જ્યોતીને જોરે, ફોરે ગેલે કપટ અંબા.
નવલ ધવલ બહુ ધામ બીરાજે, શ્રાવક ડેરાં ડપટ અંબા.
ડપટ દીસે શ્રાવકના મંદર માં,
ખાંત થાએ જોવાની અંદર માં.
અંદર ચાર મૂર્તિ સુંદર માં.
સુંદર ત્યાં મુરતી રૂપાળી, નેમનાથની કાળી અંબા.
કંચનનાં બે બાર બીરાજે, વચમાં જાળી જાળી, અંબા.
જાળી જોઈને આગળ ચાલી મા,
ચાલી જુવે ત્યાં વાંસે ગાળી માં.
પથ્થર પગથી છે રૂપાળી મા.
રૂપાળો ત્યાં ઘડી ઘટકો, અઘડ ઘાટ સ્વરૂપ અંબા.
અભી ઊંચો ભુજદંગે શોભે, નાંભી ભંણે કૂપ અંબા.
રૂપ અનુપમ સરખા કાન મા
પાળાં ખોળાં ને ધોળાં વાંન મા.
ભીમનો પુત્ર તે ભીમ સમાન મા.
માન ઘણું ત્યા ભીમકુંડનું, સીમ કરીછે ઉતર અંબા.
નેમનાથને અડખે પડખે, ઠાંમ ઠાંમ મંદર અંબા.
મંદીર પંચેશ્વર નવ દુર મા.
હાથી પગલે જળ ભરપુર મા.
ઉપર ભેરપજપ કતી કરૂર માં.
કરૂર કરમ કૈક કરતા મૂરખ, આત્મ હન મનઆસે અંબા.
....નાશ થાય ને આશાન પોચે, બંધાયે યમને પાષે અંબા.
પાશ શ્રી રામાનંદનાં ચરણ મા.
સેવાદાસજી ત્યાં દુ:ખ હરણ મા.

છે નીરમળ જળનું જ્યાં ઝરણ મા.
ઝરણ વલી પથ્થર ચટ્ટીમાં, ભીમદાશજી રેહેછે અંબા
અન્ય જગો પણ અનેક સંતો, ગિરિમાં વાસ કરેછે અંબા.
વાસ કરે દતાતરી વાસે મા.
ટુક રહી તેની વાંસે મા.
ભતાં કમંડળ જળ દખાસે મા.
દખાશે ઉતરમાં હેઠે હનુમાંન ધારા કુંડ અંબા.
રસ્ત રસ્તે વસતાં દીસે, આંબા કેરાં ઝુંડ અંબા
ઝુંડ વીના નામ દયમ સંગે મા,
માત બીરાજે નવલે રંગે મા.
અકળ આભૂષણ પેર્યાં અંગે મા.
અંગ આઠે નમી નમજ કરીએ, ચર્ણ મસ્તક ધરીએ અંબા.
પુજા ઠાઠ બનાવી વિધ વિધ, પાઠ મુખ ઓચરીએ અંબા
ઓચરો જય અંબે જય અંબે મા.
જેનાં નામથી ભવ દુ:ખ થંભે મા.
ઇચ્છિત મળસે પદ આલંબે મા.
આલંબન માતાજી કેરાં, ચરણ તણુંજ કરશો અંબા.
ગુણ ગાયા માતાજી કેરા. સંવતસે ઓગણીસસે અંબા.
ઓગણીસસે બાવિશ ઉપર અંક મા.
નામે ધરમ ત્રવાડી અવટંક મા.
માતને સમર્યાં થઇ નીઃશંક મા.
શંકાવણ માતાજી સમરયાં જુનોગઢ શુભ ગામ અંબા
અંબાને ચરણે રહો, જેનોજન કબુલાકી રામ અં